છાંદોગ્યની પાંચ કથાઓ

# ઉષસ્તિ ચાક્રાયણ

અને

## બીજી ચાર આખ્યાયિકાઓ

૧ ઉષસ્તિ ચાક્રાયણ
૨ જાનશ્રુતિ ને રૈક્વ
૩ સત્યકામ જાબાલ ને ગૌતમ-હારિદ્રુમત
૪ ઉપકોસલ ને સત્યકામ જાબાલ
૫ અશ્વપતિ ને છ ઋષિશિષ્યો


અનુવાદક :
બાબુભાઈ ઇચ્છારામ દેસાઈ,
બી. એ.



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ

વત્ ૯૭ } કિં. ત્રણ આના { સન ૧૯૪૧

## ઉપનિષદ્ આખ્યાયિકા 'ગુજરાતી' કોપીરાઈટ સંગ્રહ

૧ કેનોપનિષદ્: યક્ષકથા: વિજય ભગવાનનો જ છે.
સંવત ૧૯૯૫ નું ગુજરાતીનું બુકસાઇઝ પંચાંગ.

૨ કઠોપનિષદ્: અદ્ભુત પરોણો; નચિકેતા અને યમરાજ
સંવત્ ૧૯૯૪. ગુજરાતીનો દિવાળી અંક. કિં. ૦–૨–૦

૩ છાંદોગ્ય ઉપનિષદ્: આપદ્ધર્મ. સં. ૧૯૯૫ નું ગુજરાતીનું બુક૦ પંચાંગ

૪ છાં. ઉ. રેંકડાવાળાનું બ્રહ્મજ્ઞાન ,, ,, ,, ,,

૫ છાં. ઉ. ગોસેવાથી બ્રહ્મજ્ઞાન ,, ,, ,, ,,

૬ છાં. ઉ. અગ્નિદ્વારા અગ્નિવિદ્યાનો ઉપદેશ. (ઉપકોસલ ને સત્યકામ જાબાલ)
સંવત ૧૯૯૭ નું ગુજરાતીનું બુકસાઇઝ પંચાંગ

૭ છાં. ઉ. નિરભિમાની છ ઋષિશિષ્યો (ઉદ્દાલક અને અશ્વપતિ રાજા)
સંવત્ ૧૯૯૭ નું ગુજરાતીનું બુકસાઇઝ પંચાંગ)

૮ છાં. ઉ. 'તું તે છે.' શ્વેતકેતુ આખ્યાયિકા.
સં. ૧૯૯૬ નો ગુજરાતીનો દિવાળી અંક કિં. ૦–૨–૦

૯ છાં. ઉ. નારદ અને સનત્કુમાર (ભૂમાતત્ત્વ)
સં. ૧૯૯૬ નો ગુજરાતીનો દિવાળી અંક કિં. ૦–૨–૦

૧૦ છાં. ઉ. ઇન્દ્ર અને વિરોચન કિં. ૦–૨–૦

૧૧ બૃહદારણ્યક ઉપનિષદ્. દ દ દ. પ્રજાપતિનો ઉપદેશ
સં. ૧૯૯૬ નો ગુજરાતીનો કૃષ્ણાંક. (તા૦ ૨૫–૮–૪૦)

---

મુદ્રણાલય, મુદ્રક, પ્રકાશક અને મળવાનું ઠેકાણું:
આ પુસ્તક નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ. એ "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇમાં છાપ્યું અને ત્યાંથી જ પ્રકટ કર્યું છે.

૩૦૦ : : ૪ : ૪૧

( ૧ )

# ઉષસ્તિ ચાક્રાયણ અને આપદ્ધર્મ*

—※—

## (૧) વિવેક જ્ઞાન વિદ્યા

### કરાની વૃષ્ટિથી દુકાળ

એક સમયે કુરુ દેશમાં કરાનો ભારે વર્ષાદ પડયો, (मटचीहतेषु कुरुषु) અને ઉગતા અન્નનો, ખેતરમાંના અનાજનો નાશ થઇ જવાથી ભયાનક (છપ્પનીઓ) દુકાળ પડયો હતો. દુકાળથી પીડિત નરનારીઓ અન્નની અછતથી કુરુ દેશ છોડીને ભાગવા લાગ્યાં હતાં.

આમ થવાથી ચક્રના પુત્ર ઉષસ્તિએ (उषस्तिः चाक्रायणः) પણ પોતાની તે વખતે યૌવન દશામાં પ્રવેશ કરતી નાની વયની (આટિકી)† નવોઢા પત્નીને સાથે લઇ કુરુ દેશનો ત્યાગ કર્યો અને ભટકતાં ભટકતાં બેઉ ધણીધણીઆણી હાથીના મહાવતોના એક ગામમાં (इभ्यग्रामे) આવી પૂગ્યાં.

* 'અભક્ષ્યનું ભક્ષણ કરવામાં દોષ પાપ છે, તો પણ પ્રાણ બચાવવા તે કરવું પડે. આ નિર્ણય શ્રીકૃષ્ણે કરેલો છે......આચાર ધર્મનું મુખ્ય અંગ છે, તો પણ લાચાર સ્થિતિમાં તેનો કાંઇક ત્યાગ કરવો પડે છે, એમ શ્રીકૃષ્ણે કહ્યું છે. **ઉષસ્તિ** નામનો બ્રાહ્મણ અને **ઈભ્ય** નામનો માવતનો સંવાદ છે.'...

'આપત્તિ કાળમાં આચાર સંકોચાય છે. પરદેશ ગમન વખતે, ટ્રેનમાં અગર આગબોટમાં કાંઇ ખાવું પણ પડે, અપરાધ યોગે જેલમાં જવું પડે, તો ત્યાં પણ આચાર સંકોચાય. પણ જ્યારે આફત ઉડી જાય, શાંતિથી આપણા ઘરમાં બેઠા હોઇએ, ત્યારે આચારને ઉડાડી મૂકીને દેઢ બ્રાહ્મણ થવું તે કોઇ પણ પ્રકારે ઠીક નથી.' મોક્ષપત્રિકા પુ. ૨૨. અં. ૧ લો. શ્રીમદ્‌-ભાગવત સ્કં. ૧૧. અ. ૨૧ શ્લોક ૩ અને ૪.

† જેના સ્તનનો વિકાસ થયો નથી.

તે સમયે ભૂખનો માર્યો ઉષસ્તિ મરણાસન્ન દશાને પ્રાપ્ત થઇ રહ્યો હતો. તેણે એક મહાવતને બફાયલા હલકા અડદના દાણા (कुल्माषान्) ખાતો જોયો, એટલે તેની પાસે જઇને તેણે થોડા અડદ માગ્યા.

મહાવતે કહ્યું: 'આ થાળીમાં પીરસેલા જે અડદ હું ખાઇ રહ્યો છું, તે એઠા અડદ સિવાય મારી પાસે બીજા અડદ નથી, તેથી હું તમને ક્યાંથી આપું?'

મહાવતની વાત સાંભળી ઉષસ્તિએ કહ્યું: 'મારા પ્રાણ ટકાવવા માટે મને બફાયલા અડદમાંથી પણ થોડા આપો.' एतेषां मे देहि.

ત્યારે મહાવતે તેના એઠા અડદમાંથી થોડાક અડદ ઉષસ્તિને આપ્યા અને પીવાને જળ તેની પાસે મૂકી કહ્યું કે, 'લો, આ અડદ ખાઇને જળ પી લો.'

## એઠા અડદ ખાધા પણ એઠું જલ પીધું નહીં!

તે સાંભળી ઉષસ્તિએ કહ્યું: 'ભાઇ! હું જો જળ પી લઇશ, તો મારા પર બીજાનું એઠું ખાધાનો દોષ આવશે.' हन्त! अनुपानं इति उच्छिष्टं वैमे पीतं स्यात्.

મહાવતે આશ્ચર્યથી પૂછયું: 'તો શું તમે જે અડદ મારી પાસેથી લીધા, તે એઠા નથી? न स्वित्! एते अपि उच्छिष्टाः? તો પછી એઠું જળ પીવામાં કેવોક દોષ લાગી જવાનો છે વળી?'

ઉષસ્તિએ ઉત્તર આપ્યો કે; 'ભાઇ! જો હું તારા અડદ નહીં ખાઉં તો મારા પ્રાણ નહીં ટકે. न वा अजीविष्यम् इमान् अखादन्. પ્રાણ અત્યંત કાયર થાય છે, તેથી સંકટમાં આપદ્ધર્મ સમજીને જ હું અડદ ખાઇશ. હવે જળ તો મારી ઇચ્છાનુસાર મને કોઇ પણ બીજી શુદ્ધ પવિત્ર જગ્યાએથી વગર એટેલું ચોખ્ખું મળી રહેશે. कामः मे उदकपानम्. અડદની માફક તમારા એઠા જળને પણ હું પી લઉં તો તે મારો સ્વેચ્છાચાર—સ્વચ્છંદાચાર જ થઇ જાય, આપદ્ધર્મ નહીં રહે. તેટલા માટે હું તમારૂં એઠું જળ તો નહીં પીઉં.' એટલું ક્યાં સુધી

ભક્ષ્ય અને ક્યારથી અભક્ષ્ય થાય તેનો વિવેક બતાવી કહીને ઉષસ્તિએ થોડા અડદ ખાઇ લીધા અને ખાતાં વધેલા બાકીના ઘેર જઈ પોતાની સ્ત્રીને આપ્યા.

ઉષસ્તિની બ્રાહ્મણ સ્ત્રીને પહેલાં જ થોડું ખાવાનું મળી ગયેલું હતું તેથી પતિએ આપેલા એઠા અડદ તેણે ખાધા નહીં પણ પોતા પાસે રહેવા દીધા.

**યજ્ઞ ભણી પ્રયાણ**

બીજે દિવસે પ્રાતઃકાળે સવારનાં કરવાનાં કાર્યો કર્યા પછી ઉષસ્તિએ પોતાની પત્નીને કહ્યું કે: 'હું શું કરું? મને થોડું પણ અન્ન કોઇ ઠેકાણેથી મળી જાય તો આપણો નિર્વાહ થાય એટલું થોડું ઘણું ધન હું મેળવી શકું તેમ છું. અહીંથી થોડે દૂર જ એક રાજા યજ્ઞનો આરંભ કરી રહ્યો છે, ત્યાં ઋત્વિજના કામમાં મારી વરણી (પસંદગી) થાય તેમ છે.'

આ સાંભળી તેની સ્ત્રીએ કહ્યું: 'હા! (हन्त) મારી પાસે તમે આપેલા ગઇ કાલના બચેલા બાકી રહેલા થોડાક અડદ છે, તે આપ લઇ લો. તે ખાઇને યજ્ઞમાં આપ જલ્દી જાઓ.'

ભૂખથી અશકત થયેલા ઉષસ્તિએ વાસી અડદ ખાઇ લીધા અને કંઇક સ્વસ્થ થઇને રાજાના યજ્ઞમાં હાજર થવાને તે નીકળી પડયો.

## (૨) યજ્ઞવિદ્યા

**યજ્ઞમંડપમાં હમદાટી**

ત્યાં જઇને આસ્તાવમાં (સ્તુતિ કરનારાઓના સ્થાનમાં) સ્તુતિ કરવાવાળા ઉદ્દગાતાઓની પાસે તે જઇ બેસી ગયો. ત્યાં સ્તુતિ કરવાવાળાઓની સ્તુતિ કરવામાં ભૂલ થયેલી જોઇ તેમને તે કહેવા લાગ્યો; 'હે પ્રસ્તોતા! આપ જે દેવતાની સ્તુતિ કરો છો તે દેવ કોણ છે? આપ તે અધિષ્ઠાતા દેવને જાણ્યા વિના તેની સ્તુતિ કરશો, તો યાદ રાખજો કે, આપનું મસ્તક નીચે પડી જશે.' तान् चेत् अविद्वान् प्रस्तोष्यसि, मूर्द्धा ते विपतिष्यति.

તે જ પ્રમાણે તેણે ઉદ્‌ગાતાને પણ કહ્યું કે, 'હે ઉદ્‌ગીથની સ્તુતિ કરવાવાળા ઉદ્‌ગાતા! જો આપ ઉદ્‌ગીથ ભાગના દેવતાને જાણ્યા વિના તેનું ઉદ્‌ગાન, સ્તુતિ કરશો તો તમારૂં પણ મસ્તક નીચે પડી જશે.'

ત્યાર પછી તેણે પ્રતિહારનું ગાન કરવાવાળા ભણી પણ વાંકા વળીને જોઇને કહ્યું કે; 'હે પ્રતિહારના ગાન સ્તુતિ કરવાવાળા પ્રતિહર્તા! તમે પણ દેવતાને સમજ્યા વિના તેનો પ્રતિહાર કરશો, તો તમારૂં પણ માથું નીચે પડી ગયું જ સમજજો.'

આ પ્રમાણેની દમદાટી સાંભળીને સ્તોતા, ઉદ્‌ગાતા અને પ્રતિહર્તા આદિ સર્વે ઋત્વિજગણ મસ્તક ઉડી જવાની ધાસ્તીથી ડરી જઇને પોત-પોતાનાં કર્મો છોડી દઇને ચૂપચાપ થઇને મુંગા બેસી ગયા.

ઋત્વિજોની આ દશા જોઇને રાજાએ ઉષસ્તિને પૂછયું કે, 'હે ભગવન્! આપ કોણ છો? હું આપનો પરિચય-ઓળખાણ જાણવાની ઇચ્છા રાખું છું.' भगवन्तं वा अहं विविदिषाणि.

## હું ઉષસ્તિ ચાક્રાયણ છું

ઉષસ્તિએ જવાબ આપ્યો કે, 'હે રાજન્! હું ચક્રઋષિનો પુત્ર ચાક્રાયણ ઉષસ્તિ છું.' उषस्तिः अस्मि चाक्रायणः.

રાજાએ કહ્યું: 'ઓ હો! ભગવન્! આપ પોતે જ ઉષસ્તિ છો?' મેં આપનાં બહુ ગુણગાન સાંભળ્યાં છે, તેથી જ ઋત્વિજના કામ માટે મેં આપની બહુ શોધ કરી હતી, પરંતુ આપ નહીં મળી આવવાથી મારે બીજા ઋત્વિજની વરણી (પસંદગી) કરવી પડી. હવે મારા અહો-ભાગ્યથી આપ અત્રે પધાર્યા છો, તો હે ભગવન્! ઋત્વિજને લગતાં સર્વ કર્મો આપ જ કરવાની મારા પર કૃપા કરો.'

ઉષસ્તિએ કહ્યું: 'બહુ સારૂં, પરંતુ આ ઋત્વિજોને કાઢી મૂકશો નહીં, દૂર કરશો નહીં. મારી આજ્ઞાનુસાર આ ઋત્વિજ સમુદાય પોત-પોતાનાં કર્મ ભલે કરે અને તે લોકોને બધાને જે દક્ષિણા આપો તેટલી જ દક્ષિણા મને પણ આપજો.' (હું આ ઋત્વિજોને કાઢી મૂકવા

ચાહતો નથી, તેમ જ દક્ષિણામાં તેમનાથી અધિક ધન લઇને તેમનું અપમાન કરવા પણ ચાહતો નથી. મારી દેખરેખ નીચે આ સર્વ ઋત્વિજગણ યજ્ઞનું સર્વ કાર્ય કરતા રહેશે.)

ત્યાર પછી પ્રસ્તોતા, ઉદ્ગાતા, પ્રતિહર્તા આદિ સમસ્ત ઋત્વિજોએ ઉષસ્તિની પાસે જઇને વિનયપૂર્વક તેને પૂછી પૂછીને યજ્ઞની સર્વ સમજ બરોબર જાણી લીધી અને ઉષસ્તિએ તે લોકોને સર્વ વાતની સમજ પાડીને તેમની દ્વારા જ રાજાનો યજ્ઞ ઘણી સાવધાનીથી પૂર્ણ કરાવ્યો.

પુષ્કળ દક્ષિણા લઇને ઉષસ્તિ પોતાની આટિકી (નવોઢા) સ્ત્રી પાસે જઇ સુખેથી ઈશ્વર ચિન્તનમાં દિવસો પસાર કરવા લાગ્યો.*

(છાંદોગ્ય ઉપનિષદ્ પ્રથમ પ્રપાઠક; ખંડ ૧૦ અને ૧૧ ના આધારે. આખ્યાયિકા વિભાગ)

સાર: પ્રાણ બચાવવા ઉષસ્તિએ એઠા અડદ ખાધા એટલે પ્રાણ ટક્યા અને તેના શરીરમાં ચાલવાનું જોર આવ્યું, તેથી તેણે એઠું પાણી પીવાની ના પાડી, કારણ કે વગર એઠેલું પવિત્ર શુદ્ધ પાણી તો તેને ઇચ્છા પ્રમાણે ગમે ત્યાંથી મળી રહેશે, એમ વિવેક કરીને તેણે આપદ્ધર્મ સાચવ્યો. ફાજલ ફાયદો આપદ્ધર્મને બહાને લીધો નહીં. ધર્મશાસ્ત્ર મનુષ્ય સ્વભાવ સમજી સહેજ છૂટ આપે છે, તો કેટલાક અવિવેકી લોકો તેનો ફાજલ ફાયદો લેવાને ચૂકતા નથી. આપદ્ધર્મ કયો તે શાસ્ત્ર પ્રમાણે જ નક્કી થઇ શકે.

ઉષસ્તિ ચાક્રાયણ એક સોમવેત્તા બ્રાહ્મણ હતા. તેણે યાજ્ઞવલ્કયને આત્માના પ્રત્યક્ષત્વના વિષયમાં પ્રશ્ન કર્યો હતો અને યાજ્ઞવલ્કયે તેને આત્મા પ્રત્યક્ષ બતાવવો અશક્ય છે, એમ જણાવ્યું હતું.

આપદ્ધર્મ આપત્તિકાળ પૂર્તો જ હોય; હંમેશનો ન હોય. આળસુઓ, પ્રમાદીઓને આપત્તિકાળ દરરોજ હોય છે. તેવાને માટે શાસ્ત્ર નથી. જાણી જોઇને, પ્રાણ બચાવવા નહીં પણ પ્રાણને લાડ કરવા, ધર્મબંધનમાંથી ખસનારાઓને માટે શાસ્ત્રો છૂટ આપતાં નથી, સંકડામણમાં, ન છૂટકે જ આપદ્ધર્મ પાળવાનો હોય.

---

* આ લેખ પ્રથમ સંવત્ ૧૯૯૫ ના 'ગુજરાતી'ના [illegible] પંચાંગમાં છપાયો.

(૨)

# જાનશ્રુતિ રાજા અને રૈકવ મુનિ



## સંવર્ગવિદ્યા જ્ઞાન

### દાનેશ્વરી જાનશ્રુતિ રાજા

પ્રખ્યાત જનશ્રુતના પુત્રનો પૌત્ર જાનશ્રુતિ નામે એક રાજા હતો. તે બહુ જ શ્રદ્ધાની સાથે માન આદરપૂર્વક યોગ્ય પાત્રોને ઘણું જ દાન આપતો હતો. श्रद्धादेयः बहुदायी. અતિથિઓને માટે તેના રાજઘરમાં દરરોજ પુષ્કળ ભોજન તૈયાર કરાવવામાં આવતું હતું. बहुपाक्यः તે મોટી મોટી દક્ષિણા આપવાવાળા હતા. તેઓ ઇચ્છતા કે, 'પ્રત્યેક શહેર અને ગામમાં રહેવાવાળા સાધુ, સંત, બ્રાહ્મણ વગેરે સર્વ મારૂં જ અન્ન ખાય.' તેટલા માટે તેણે જ્યાં ત્યાં ધર્મસ્થાન, અન્નક્ષેત્ર, વિદ્યાર્થીગૃહો અને અનાથગૃહો ખોલ્યાં હતાં. ત્યાં અતિથિઓ વગેરેને રહેવાની અને ભોજન કરવાની તેણે સુંદર વ્યવસ્થા કરી રાખી હતી.

રાજાના અન્નદાનથી સંતુષ્ટ થયેલા દેવતાઓએ, પિતરોએ અને ઋષિઓએ રાજાને આગળનો રસ્તો, દાન ધર્મથી આગળનો ધર્મમાર્ગ દર્શાવવા સચેત કરી બ્રહ્માનન્દનું સુખ પ્રાપ્ત કરાવવા માટે પોતે હંસોનું રૂપ ધારણ કર્યું અને રાજાથી પણ જોઇ શકાય એવે સમયે રાત્રિની ચાંદનીમાં તેઓ ઉડતા ઉડતા રાજાના મહેલની અગાસી ઉપર થઇ જવા લાગ્યા.

### રાજહંસોની વાત

ત્યાં તો પાછળના હંસે આગળના હંસને હાક મારી કહ્યું: 'ભાઇ ભલ્લાક્ષ! આ જનશ્રુતના પુત્રના પૌત્ર જાનશ્રુતિનું તેજ દિવસની માફક

સર્વ જગ્યાએ ફેલાઇ રહ્યું છે. ભૂલેચૂકે તેનો સ્પર્શ થઇ ન જાય તે સંભાળજે. જો કંઇ સ્પર્શ થઇ જશે તો તેનું જાજ્વલ્યમાન તેજ તને અને મને ભસ્મ કરી નાંખશે.'

આ સાંભળી આગલા હંસે જવાબ આપ્યો; 'ભાઇ! તું બેલગાડી-વાળા, (ખટારાવાળા, રેંકડાવાળા) રૈકવને નથી જાણતો લાગતો, તેથી જ તે રૈકવની સરખામણીમાં આનું તેજ તો બહુ જ ઓછું છે છતાં પણ તું આ જાનશ્રુતિ રાજાની જ પ્રશંસા મારી આગળ કરે છે!' कम् उ अरे, एनं एतत् संतं सयुग्वानं रैक्वं इव आत्थ.

પાછળના હંસે પૂછયું; 'હા, પણ તે ગાડીવાળો રૈકવ વળી કોણ અને કેવોક છે, તે તો કહે?' यः नु कथं सयुग्वा रैक्वः?

આગળના હંસે કહ્યું; 'ભાઇ! રૈકવના મહિમાનાં તે કેટલાં વખાણ કર્યા કરીએ? જેટલાં કરીએ તેટલાં ઓછાં છે. જેમ જુગાર ખેલવાના, જુગટું રમવાના ઉપલા પાસામાં નીચેના ત્રણે ભાગની અંદરનાં ટપકાં સમાઇ ગયેલાં હોય છે, એટલે કે જ્યારે જુગારીના પાસા દાવ ખેલવાને જમીન પર સીધા પડે છે ત્યારે તે ત્રણે તરફની પાસાઓની જીત મેળવે છે. તે જ પ્રકારે પ્રજા જે કાંઇ પણ શુભ કાર્ય કરે છે, તે સર્વ શુભ કર્મ અને તેનું ફળ રૈકવના શુભ કર્મની અન્તર્ગત થઇ જાય છે અર્થાત્ પ્રજાની સમસ્ત શુભ ક્રિયાઓનાં ફળ રૈકવને મળે છે. જે જાણવા યોગ્ય વસ્તુ રૈકવ જાણે છે, તે વસ્તુને જો કોઇ પણ જાણી જાય છે, તો તેને પણ રૈકવની માફક સર્વ પ્રાણીઓનાં શુભ ફળ પ્રાપ્ત થાય છે. હું એવા વિદ્વાન્ રૈકવને માટે જ આ પ્રમાણે કહી રહ્યો છું.'

## જાનશ્રુતિએ ચલાવેલી ગાડાવાળા રૈકવની શોધ

મહેલની અગાસી પર સૂતેલા રાજા જાનશ્રુતિએ હંસોની તે વાતો સાંભળી અને આખી રાત તે બંને હંસોની વાતોનું સ્મરણ કરતા

કરતા જાગતા રહ્યા. પ્રાતઃકાળે બંદીજનની સ્તુતિ સાંભળી રાજાએ બિછાના પરથી ઉઠીને બંદીજનને કહ્યું કે, 'હે વત્સ! તમે ગાડીવાળા રૈક્વની પાસે જાઓ અને તેને કહો કે, હું તેમને મળવા ચાહું છું.'

ભાટે કહ્યું: 'હે રાજન્! તે ગાડીવાળા રૈક્વ કોણ છે? અને કેવા છે?'

હંસોએ રાજાને જે કાંઇ કહી સંભળાવ્યું હતું તે સર્વ રાજાએ ભાટ(ક્ષત્તા)ને રૈક્વનું વર્ણન કરી કહી સંભળાવ્યું.

રાજાની આજ્ઞાનુસાર ભાટોએ ઘણાંયે નગરો અને ગામોમાં રૈક્વની શોધ કરી, પરંતુ ક્યાંય તેનો પત્તો લાગ્યો નહીં. ત્યારે તેઓ પાછા ફર્યા અને તેમણે રાજાને કહ્યું કે, 'અમને રૈક્વનો કોઇ જગ્યાએ પણ પત્તો લાગતો નથી.'

રાજાએ વિચાર કર્યો કે, 'આ ભાટોએ રૈક્વની નગરો અને ગામોમાં શોધ કરી છે, પણ ભલા! વિષયી, સંસારી પુરુષોની વચ્ચે બ્રહ્મજ્ઞાની મહાપુરુષ, કેવી રીતે રહે?' એમ વિચાર કરી તેણે ભાટોને કહ્યું કે, 'અરે જાઓ બ્રહ્મવેત્તા પુરૂષોના રહેવાના સ્થાનોમાં (અરણ્ય, નદીતટ આશ્રમો વગેરે એકાંત સ્થળોમાં) તેની શોધ કરો.' यत्र अरे ब्राह्मणस्य अन्वेषणा, तत् एनम् ऋच्छ.

રાજાની આજ્ઞાનુસાર ભાટ લોકો પાછા શોધ કરવા ગયા અને શોધતાં શોધતાં કોઇ એક એકાંત નિર્જન પ્રદેશમાં ગાડીની નીચે બેઠેલા દરાજને લીધે શરીર ખંજવાળતા शकटस्य अधस्तात् पामानं कषमाणं એવા એક પુરુષને તેઓએ જોયો. બંદીજન તેની પાસે જઇને વિનયથી પૂછવા લાગ્યા: 'હે પ્રભો! શું ગાડીવાળા રૈક્વ આપ પોતે છો?' त्वं नु भगवः! सयुग्वा रैक्वः?

મુનિએ કહ્યું: 'હા, હું જ એ છું.' अहं हि अरे!

રૈક્વની શોધ હાથ લાગવાથી ભાટોને બહુ હર્ષ થયો અને તેઓ તરત જ રાજાની પાસે જઇને કહેવા લાગ્યા કે, 'એક જગ્યાએ અમને રૈક્વનો પત્તો લાગ્યો છે.'



## દ્રવ્ય લઇને જાનશ્રુતિનું ગમન

ત્યાર પછી રાજા ૬૦૦ ગાયો, સોનાનો, હીરાનો કંઠહાર (निष्कं) અને ખચ્ચરિયોથી જોડેલો એક રથ વગેરે લઇને રૈકવની પાસે ગયા અને ત્યાં જઇને હાથ જોડી રૈકવને કહ્યું; 'હે ભગવન્! આ ૬૦૦ ગાયો, એક સોનાનો હાર અને આ ખચ્ચરિયો જોડેલો રથ, આ સર્વ હું આપને માટે લાવ્યો છું. કૃપા કરીને આપ આ સર્વનો સ્વીકાર કરશો

અને હે ભગવન્ ! આપ જે દેવતાની ઉપાસના કરો છો તે દેવતાનો મને કૃપા કરી ઉપદેશ કરો.' अनु म एतां भगवः ! देवतां शाधि, यां देवतां उपास्से.

'અરે ! એ ! વચ્ચેથી જરા આઘો ખસ. મારા શરીરપર સૂર્યનારાયણનાં કિરણો આવવા દે !'

'માફ કરજો મહારાજ ! ગજકર્ણને લીધે આપને થતી ખજવાળની શાંતિની આડે હું આવ્યો.' રાજાએ બાજુ ખસીને નમ્રભાવે ક્ષમા માગી.

રાજાની વાત સાંભળી રૈકવે કહ્યું: 'અરે શૂદ્ર !* આ તારી ગાયો, હાર અને રથ તું તારી પાસે જ રહેવા દે.' आह ! हारेत्वा शूद्र ! तवैव सह गोभिः अस्तु.

આ સાંભળી રાજા પોતાને ઘેર પાછો ફર્યો અને વિચારવા લાગ્યો કે, મને મુનિએ શૂદ્ર કેમ કહ્યો હશે ? અથવા તો હંસોની વાણી સાંભળીને હું શોકાતુર થયો હતો તેને લઇને તેમણે મને શૂદ્ર કહ્યો હશે ? અથવા થોડું સરખું ધન જોઇને ઉત્તમ વિદ્યા લેવા ગયો તે અનુચિત પ્રયત્નને લીધે પણ મને મુનિ શૂદ્ર તરીકે સંબોધી શકે છે. પણ તેના જ્ઞાન વિના તો મારો શોક દૂર થશે નહીં, માટે મુનિને પ્રસન્ન કરવાને માટે ફરી પણ મારે ત્યાં જવું જ જોઇએ.'

## જાનશ્રુતિનું બીજીવાર રૈકવ પાસે ગમન

આમ વિચાર કરી રાજા આ વખત ૧૦૦૦ ગાયો, સોનાનો, હીરાનો એક કણ્ઠહાર, ખચ્ચરિયોથી જોડેલો એક રથ અને પોતાની રાજકુંવરીને લઇને ફરી પાછા મુનિની પાસે ગયા અને હાથ જોડીને વિનવવા લાગ્યા: 'હે ભગવન્ ! આ સર્વ હું આપને માટે લાવ્યો છું. તેનો આપ કૃપા કરી સ્વીકાર કરો અને ધર્મપત્ની તરીકેના સ્થાનમાં મારી આ પુત્રીને અને જ્યાં આપ રહેતા હો તે ગામને† પણ આપ ગ્રહણ કરો. ત્યાર

* શોકથી વિહ્વળ થવાના કારણથી મુનિએ રાજાને શૂદ્ર કહ્યા.

† જાનશ્રુતિ રાજાએ રૈકવને આપેલાં ગામો રૈકવપર્ણાં(રૈકવના પગલાં)ના નામથી આજે પણ ગુજરાતમાં ઓળખાય છે.

બાદ આપ જે દેવની ઉપાસના કરો છો તેનો મને ઉપદેશ કરો.' मा भगवः अनुशाधि.

રાજાનાં વચન સાંભળી અને કન્યાની કરુણાભરી સ્થિતિ જોઈને મુનિએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું કે, 'શૂદ્ર ! તું પાછો આ સર્વ વસ્તુઓ મારે માટે લાવ્યો છે ? (શું તેનાથી બ્રહ્મજ્ઞાન ખરીદી શકાય છે ?)' आजहार इमा:, शूद्र ! अनेन एव मुखेन आलापयिष्यथाः ?

રાજા મૂંગા થઈને તેની પાસે બેસી રહ્યા.

કેટલોક સમય ગયા પછી મુનિએ જ્યારે રાજાને તેના ધનના અભિમાનથી રહિત થયેલો જાણ્યો ત્યારે તેને બ્રહ્મવિદ્યાનો–સંવર્ગ (નિગ્રહ અનુગ્રહ સમર્થ) વિદ્યાનો ઉપદેશ કર્યો.

મુનિ રૈકવ જ્યાં રહેતા હતા તે પુણ્ય પ્રદેશનું નામ રૈકવપર્ણ તરીકે પ્રસિદ્ધ થઈ ગયું.

'રાયકવાળ' બ્રાહ્મણ તરીકે ગુજરાતમાં ઓળખાતા બ્રાહ્મણો 'રૈકવ' ઋષિના વંશજો હોય એમ અનુમાન થાય છે. 'રૈકવ' ઋષિ ગુજરાતી હોવા જોઈએ.*

(છાંદોગ્ય ઉપનિષદ્ ચતુર્થ પ્રપાઠક; ખંડ ૧, ૨ અને ૩ના આખ્યાયિકા-વિભાગના આધારે.)

**સારઃ જાનશ્રુતિ રાજાએ સર્વત્ર અન્નક્ષેત્ર ખોલ્યાં હતાં. વિરાટ્ ભગવાનની એટલી જ ઉપાસના કરીને તેઓ અટકી ગયા હતા અને પોતાને કૃતકૃત્ય માનતા હતા. તેમને આગળનો માર્ગ બતાવવા માટે જ હંસના રૂપમાં પિતૃઓ આવી તેમને ઉપદેશ કરવાને આવ્યા હતા. જાનશ્રુતિ પૌત્રાયણનાં દાનશૂરપણાનો ગર્વ અને મિથ્યાસંતોષ દૂર કરવાને આ આખ્યાયિકા ઉપનિષદમાં આપેલી છે. તત્ત્વજ્ઞાનના વિષયમાં રાજાઓ પણ ઋષિઓની પાસે શિખવા, ભણવા જતા.**

---

* આ લેખ પ્રથમ સંવત ૧૯૯૫ ના 'ગુજરાતી'ના બુકસાઇઝ પંચાંગમાં છપાયો.

## (૩)

# સત્યકામ જાબાલ ને ગૌતમ હારિદ્રુમત

### ચતુષ્પાત બ્રહ્મની ૧૬ કળાઓની વિદ્યા

## ગોસેવાથી બ્રહ્મજ્ઞાન

જબાલા નામની એક સદાચારિણી બ્રાહ્મણ સ્ત્રી હતી. તેને સત્યકામ નામનો એક પુત્ર હતો.

સત્યકામ વિદ્યાધ્યયન કરવાને યોગ્ય ઉમરનો થયો, ત્યારે એક દિવસે ગુરૂકુળમાં જવાની ઇચ્છાથી તેણે માતાને પૂછ્યું:–'પૂજનીય માતુશ્રી ! હું બ્રહ્મચર્ય પાલન કરવાને, દીક્ષાપૂર્વક પરોક્ષ રીતે પરબ્રહ્મનું અધ્યયન કરવાની જિજ્ઞાસા રાખવાને, વિદ્યાભ્યાસ કરવાને ગુરૂની સેવામાં રહેવા જવાની ઇચ્છા રાખું છું. ब्रह्मचर्यं विवत्स्यामि. માતા ! ગુરૂ મને મારૂં નામ અને ગોત્ર પૂછશે. હું મારૂં નામ તો જાણું છું, પરંતુ ગોત્ર જાણતો નથી, તેથી હે બા ! મારૂં ગોત્ર કયું છે તે મને કહો. किंगोत्रोऽहमस्मि ?'

જબાલાએ કહ્યું: 'બેટા ! તું કયા ગોત્રનો છે, તે વાત હું જાણતી નથી. મારી યુવાનીમાં જ્યારે તારો જન્મ થયો ત્યારે મારા સ્વામી યાને તારા પિતાને ઘેર બહુ અતિથિઓ આવતા હતા. મારો બધો વખત તેમની સેવામાં, પરોણાગતનાં સારાં કાર્યો કરવામાં વ્યતીત થઇ જતો હતો. હું એટલી બધી ગૃહકાર્યોમાં રોકાઇ રહેતી કે મને તારા પિતાને ગોત્ર વગેરે પૂછવાનો સમય જ નહીં મળ્યો, તેથી હું તારૂં ગોત્ર કયું તે જાણતી નથી. મારૂં નામ જબાલા છે અને તારૂં સત્યકામ. બસ એટલું જ હું જાણું છું. તને આચાર્ય ગુરૂદેવ પૂછે તો કહેજે કે, હું જબાલાનો પુત્ર સત્યકામ છું. अहं सत्यकामो जाबालोऽस्मि.'

### સત્યકામ જાબાલ અને ઋષિ ગૌતમ

માતાની રજા લઇને સત્યકામ મહર્ષિ હરિદ્રુમના પુત્ર હારિદ્રુમત ગૌતમ ઋષિને ઘેર ગયો અને પ્રાર્થના કરીને બોલ્યો: 'હે ભગવન્ ! હું

બ્રહ્મચર્યનું પાલન કરી આપની સમીપ રહીને સેવા કરવાની ઇચ્છા રાખું છું. કૃપા કરી મારો સ્વીકાર કરો.' ब्रह्मचर्यं भगवति वत्स्यामि, भगवन्तं उपेयाम्.

ગુરૂએ ઘણા સ્નેહથી પૂછયું: 'હે નમ્ર બાળક! તારૂં ગોત્ર કયું છે?'

સરળ સત્યકામે નમ્રતાથી જવાબ આપ્યોઃ "હે ભગવન્! મારૂં ગોત્ર કયું છે, તે વિષે હું કાંઇ જાણતો નથી. મેં અહીં આવતી વખતે જ માતાને પૂછ્યું હતું ત્યારે તેમણે મને કહ્યું કે, 'હું યુવાવસ્થામાં અનેક અતિથિઓની સેવામાં રોકાઇ રહેતી હોવાના કારણે સ્વામી(પતિ)ને ગોત્ર પૂછી નહીં શકી. મારી યુવાવસ્થામાં તારો જન્મ થયો ત્યારે તારા પિતાનું મૃત્યુ થયું હતું. શોક અને દુઃખથી પીડિત હોવાના કારણથી બીજાઓ પાસેથી પણ આપણું ગોત્ર હું પૂછી નહીં શકી. હું કેવળ એટલું જ જાણું છું કે, મારૂં નામ જબાલા છે અને તારૂં સત્યકામ છે.' તેથી કરી હે ભગવન્! હું જબાલાનો પુત્ર સત્યકામ છું."

સત્યવાદી, સરળ હૃદયી સત્યકામની સીધી–સાચી વાત સાંભળી ગૌતમ ઋષિ પ્રસન્ન થઇ કહેવા લાગ્યાઃ 'બેટા! બ્રાહ્મણ સિવાય બીજો કોઇ પણ આવા સરળ પ્રકારથી સાચી વાત નહીં કહી શકે–'नैतदब्राह्मणो विवक्तुमर्हति'–આવું સાચું અને કપટરહિત વચન કહેનાર તું નક્કી બ્રાહ્મણ જ છે. હું તારો ઉપનયનસંસ્કાર કરીશ; જા, થોડીક સમિધા લઇ આવ.'

## ગુરૂઆજ્ઞા

વિધિસર ઉપનયનસંસ્કાર થયા પછી વેદાધ્યયન કરાવીને ગૌતમ ઋષિએ પોતાની ગૌશાળામાંથી ચારસો (૪૦૦) દુબળી પાતળી ગાયોને ચુંટી કાઢીને અધિકારી (યોગ્ય) બનેલા શિષ્ય સત્યકામને સોંપતા કહ્યું: 'પુત્ર! આ ગાયોને ચરાવવાને જંગલમાં લઇ જા. જો, આ ગાયોની સંખ્યા પૂરી એક હજાર (૧૦૦૦) ન થાય ત્યાં સુધી તું પાછો ન આવતો.'

સત્યકામે પ્રસન્ન થઇ કહ્યું: 'ભગવન્! ગુરૂદેવ, આ ગાયોની સંખ્યા પૂરી એક હજાર ન થાય ત્યાં સુધી હું પાછો નહીં આવું. नासहस्रेणावर्तेय.'

આમ કહીને સત્યકામ ગાયોને લઈને જે વનમાં ઘાસચારની–પાણીની વિપુલતા હતી તે જંગલમાં ચાલ્યો ગયો અને ત્યાં ઝુંપડું બાંધીને વર્ષો સુધી પેલી ગાયોની હજાર સંખ્યા ન થઇ ત્યાં સુધી તન-મનથી ખૂબ સેવા કરતો રહ્યો.*

## બ્રહ્મની સોળ કળા વિદ્યા

### ૧. બ્રહ્મના પ્રથમ પાદનો (ભાગનો) ઉપદેશ

સેવા કરતાં કરતાં ગાયોની સંખ્યા એક હજાર થઇ ગઇ. ત્યારે એક દિવસ એક **વૃષભે** (બળદે) સત્યકામ પાસે આવીને બૂમ પાડીઃ 'સત્યકામ!'

સત્યકામે જવાબ આપ્યોઃ 'ભગવન્! શી આજ્ઞા છે?'

વૃષભે કહ્યુંઃ 'વત્સ! અમારી સંખ્યા એક હજારની થઇ ગઇ છે; હવે અમને ગુરૂને ઘેર લઇ જા. प्राप्ताः सहस्रं स्मः, प्रापय नः आचार्यकुलम्. હું તને બ્રહ્મના એક પાદ (ભાગ)નો ઉપદેશ કરૂં છું. ब्रह्मणश्च ते पादं ब्रवाणि.'

સત્યકામે કહ્યુંઃ 'કહો ભગવન્!' ब्रवीतु मे भगवान्!

આમ વાતચીત થયા પછી વૃષભે બ્રહ્મના એક પાદનો ઉપદેશ આપી કહ્યુંઃ 'પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર એ ચારે દિશાઓ બ્રહ્મના પાદની ચાર કળાઓ છે. આ ચાર કળાઓ(પાદ)ની જે વિદ્વાન્ ઉપાસના કરે છે તે આ લોક વિષે પ્રકાશવાન્ થાય છે અને તે લોક લોકાન્તર જીતે છે. આ(ઉપદેશ)નું નામ **પ્રકાશવાન્** છે. હવે આગળનો (બીજા પાદનો) ઉપદેશ તને અગ્નિદેવ કરશે.' अग्निः ते पादं वक्ता.

---

*ગુરૂભક્તિનો કેટલો સુંદર દૃષ્ટાંત છે? બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા શિષ્યને ગાયો ચરાવવાને વાસ્તે ગુરૂ જંગલમાં મોકલી દે છે અને તે (શિષ્ય) ચુપચાપ ગુરૂની આજ્ઞા મસ્તક પર ચઢાવી વર્ષો સુધી નિર્જન વનમાં રહેવાને ચાલ્યો જાય છે. આ વાત જ્ઞાનપિપાસુ ગુરૂભક્ત ભારતીય ઋષિકુમારોમાં જ જોવા મળે છે. આજકાલની સંસ્કૃતિ તો આ પ્રકારથી સર્વથા ઉંધી જ છે. અસ્તુ.

## ૨. બ્રહ્મના બીજા પાદનો ઉપદેશ

બીજે દિવસે પ્રાતઃકાલે સત્યકામ ગાયોને હાંકતો હાંકતો આગળ ચાલ્યો. સાંજને પહોરે રસ્તામાં પડાવ નાખીને ગાયોને તેણે રોકી અને તેમને જળ પીવડાવી રાત્રિનિવાસની વ્યવસ્થા કરી. ત્યાર પછી જંગલમાંથી થોડાં લાકડાં એકઠાં કરી અગ્નિ પ્રકટાવી પૂર્વાભિમુખ થઈને (પૂર્વ દિશા તરફ મુખ રાખી) **અગ્નિની** પાછળ તે બેઠો.

અગ્નિદેવે ત્રણવાર બૂમ પાડીઃ 'સત્યકામ! સત્યકામ! સત્યકામ!'

સત્યકામે જવાબ આપ્યોઃ 'હે અગ્નિદેવ! શી આજ્ઞા છે?'

અગ્નિદેવે કહ્યુંઃ 'હે સૌમ્ય! હે સરળ સ્વભાવવાળા! હું તને બ્રહ્મના બીજા પાદ (વિભાગ)નો ઉપદેશ કરું છું, તે તું ધ્યાન દઈ સાંભળ.'

સત્યકામ બોલ્યો: 'કહો ભગવન્! હું સાવધ છું. ब्रवीतु मे भगवन्.'

પછી અગ્નિએ બ્રહ્માના બીજા પાદનો ઉપદેશ કરતાં કહ્યું: 'પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ અને સમુદ્ર આ ચાર કળાઓ બ્રહ્માનો દ્વિતીય પાદ છે.' આ (ઉપદેશ)નું નામ **અનન્તવાન** છે. અનંતવાન તરીકે બ્રહ્મના ચાર કળારૂપ દ્વિતીય પાદની જે વિદ્વાન્ ઉપાસના કરે છે તે આ જગતમાં **અનંતવાન** થાય છે, તે સર્વ અનંતવાન્ લોક ઉપર જયને પ્રાપ્ત કરે છે. આગળનો ઉપદેશ તને હંસ કરશે.' हंसः ते पादं वक्ता.

સત્યકામ આખી રાત ઉપદેશનું મનન કરતો બેઠો.

## ૩. બ્રહ્મના ત્રીજા પાદનો ઉપદેશ

પ્રાતઃકાળે ગાયોને હાંકતો હાંકતો તે આગળ ચાલ્યો. સંધ્યાકાળે એક સુંદર જળાશયના કિનારે આવી તે રોકાયો. ગાયોને માટે રાતે સુખરૂપ રહેવાની તેણે ગોઠવણ કરી અને પોતે અગ્નિ પ્રકટાવી સમિધ લઈ પૂર્વાભિમુખ થઇ અગ્નિની પાછળ બેઠો. એટલામાં એક **હંસ** ઉપર આકાશમાં ઉડતો હતો તે આવ્યો અને સત્યકામની પાસે બેસી કહેવા લાગ્યોઃ 'સત્યકામ!'

સત્યકામે પૂછ્યું: 'ભગવન્! શી આજ્ઞા છે?'

હંસે કહ્યું: 'હે સત્યકામ! હું તને બ્રહ્મના ત્રીજા પાદનો ઉપદેશ કરું છું.'

સત્યકામે કહ્યું: 'ભગવન! કૃપા કરીને કહો.'

પછી હંસે બ્રહ્મના ત્રીજા પાદનો ઉપદેશ કહેતાં કહ્યું: 'અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત્ એ બ્રહ્મની એકેક કલારૂપ ચાર કળાઓ છે. આ ઉપદેશનું નામ જ્યોતિષ્માન છે. જ્યોતિષ્માન તરીકે બ્રહ્મની ચાર કલારૂપ તૃતીય પાદની જે ઉપાસના કરે તે આ જગતમાં જ્યોતિષ્માન્ થાય છે અને જ્યોતિષ્માન્ લોક પર જય મેળવે છે. તેનો વંશ કદી નાશ પામતો નથી. હવે પછીનો આગળનો ઉપદેશ તને મદ્ગુ (કારંડવ પક્ષીવિશેષ અથવા જળકાગડો) કરશે.' मद्गुः ते पादं वक्ता।

રાતના સત્યકામ બ્રહ્મના ઉપદેશનું ચિંતન કરતો ધ્યાન ધરતો બેઠો.

## ૪. બ્રહ્મના ચોથા પાદનો ઉપદેશ

સવારે ગાયોને હાંકતો હાંકતો તે આગળ ચાલ્યો અને સાંજે એક વિશાળ વડના વૃક્ષ નીચે જઇ થોભ્યો. ગાયોની ઉચિત વ્યવસ્થા કરીને તે અગ્નિ પ્રકટાવી તેમાં સમિધાદિ મૂકી અગ્નિની પાછળ પૂર્વાભિમુખ થઇ બેઠો. એટલામાં મદ્ગુઃ (શરીરમાં રહેલા મુખ્ય પ્રાણ) જળકાગડે (જળચર પક્ષી) આવીને બૂમ પાડી: 'સત્યકામ!'

સત્યકામે જવાબ આપ્યો: 'ભગવન્! શી આજ્ઞા છે?'

જળકાગડે કહ્યું: 'વત્સ! હું તને બ્રહ્મના ચોથા પાદનો ઉપદેશ કરું છું.'

સત્યકામે કહ્યું: 'પ્રભો! આપ ઉપદેશ કરો. હું સાવધ છું.'

ત્યારપછી જળકાગડે આયતનવાન રૂપથી બ્રહ્મનો ઉપદેશ કરતાં કહ્યું: 'પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, અને મન આ ચાર કળાઓ છે. આ ચાર

કુળારૂપી બ્રહ્મના ચતુર્થ પાદનું જે પૂજન કરે છે તે આ લોકના વિષે યશનાં આશ્રયરૂપ થાય છે અને આયતનવાન વિશાળ લોકના પર જય મેળવે છે.'

આ રીતે સત્ય, ગુરૂસેવા અને ગોસેવાના પ્રતાપથી ઋષભ રૂપ વાયુ, અગ્નિ દેવ, હંસરૂપ સૂર્યદેવ અને જળકાગડારૂપ પ્રાણ દેવતાથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી સત્યકામ એક હજાર ગાયોના મોટા ધણ(ટોળાં)ને લઇને આચાર્ય ગૌતમને ઘેર પાછો આવી પુગ્યો.

તે સમયે તેના મુખમંડળ પર બ્રહ્મતેજની છટા પ્રસરી રહી હતી. આનંદની હજારો કિરણમાળા ઝળહળી રહી હતી. ગુરૂએ સત્યકામની ચિન્તારહિત, તેજ:પૂર્ણ દિવ્યમુખકાન્તિ જોઇને તેને અભિનંદન કરતા બોલાવ્યો: 'બેટા સત્યકામ!'

સત્યકામે જવાબ આપ્યો: 'ભગવન્!'

ગુરૂએ પૂછ્યું: 'હે સૌમ્ય! તું બ્રહ્મજ્ઞાનીના જેવો બરોબર દેખાય છે. ब्रह्मविदिव वै सौम्य भासि વત્સ! તને કોણે ઉપદેશ કર્યો? को नु त्वा अनुशशास ?'

સત્યકામે કહ્યું: 'ભગવન્! મને તો મનુષ્યેતરો (મનુષ્ય સિવાયના બીજાઓ) તરફથી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ પ્રાપ્ત થયો છે.' अन्ये मनुष्येभ्य: એમ કહીને તેણે સર્વવૃત્તાંત કહી સંભળાવ્યો અને પછી કહ્યું: 'ભગવન્! મેં સાંભળ્યું છે કે, श्रुतं ह्येव मे भगवद्दृशेभ्य आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापयति। આપ જેવા આચાર્ય દ્વારા પ્રાપ્ત કરેલી હોય તેજ વિદ્યા શ્રેષ્ઠ હોય છે. એટલા માટે મને આપ જ પૂર્ણ રૂપથી ઉપદેશ કરો!'

ગુરૂ પ્રસન્ન થયા અને તેમણે કહ્યું: 'વત્સ! તેં જે કાંઇ પ્રાપ્ત કર્યું છે, તે જ બ્રહ્મતત્ત્વ છે. હવે તારા માટે કાંઇ પણ વિશેષ, જાણવાનું બાકી રહેતું નથી.' अत्रह न किंचन वीयाय.

## બ્રહ્મના ચાર પાદના ઉપદેશની ચાર કળાઓનું કોષ્ટક(Table)

| પાદ | ઉપદેશક | ૧ | ૨ | ૩ | ૪ | વિશેષનામ |
|---|---|---|---|---|---|---|
| ૧ | વૃષભ | પૂર્વ | પશ્ચિમ | દક્ષિણ | ઉત્તર | પ્રકાશવાન |
| ૨ | અગ્નિ | પૃથિવી | અન્તરિક્ષ | દ્યૌઃ | સમુદ્ર | અનન્તવાન |
| ૩ | હંસ | અગ્નિ | સૂર્ય | ચન્દ્ર | વિદ્યુત્ | જ્યોતિષ્માન |
| ૪ | મદ્ગુ | પ્રાણ | ચક્ષુ | શ્રોત્ર | મન | આયતનવાન |

(છાન્દોગ્ય ઉપનિષદના ચતુર્થ પ્રપાઠક; ૪–૫–૬–૭–૮–૯ ખંડના આખ્યાયિકા વિભાગને આધારે)*

બ્રહ્મની ચાર, ચાર, ચાર અને ચાર એમ કરી ૧૬ કળાઓ છુટી છુટી દરેકે સમજાવી. એ સોળે કળા એકઠી મળીને બ્રહ્મ (વિરાટ્) થાય છે, એમ ગુરૂ ગૌતમે સત્યકામને છેવટનો ઉપદેશ કર્યો. રૂપિયામાં જેમ ચાર પાવલાં છે અને એક પાવલામાં ચાર આના છે તેમ બ્રહ્મના ચાર પાદ અને ૧૬ કળા સમજવી. ચાર આના એકઠા થાય ત્યારે એક પાવલી થાય, અને ચાર પાવલાં એકઠાં થાય ત્યારે એક રૂપીઓ થાય તેમ બ્રહ્મના ચતુષ્પાદ છે.

**સારઃ શ્રદ્ધા** અને **તપ** એ બ્રહ્મોપાસનાનાં અંગ છે, તે બતાવવા માટે આ **સત્યકામ જાબાલની** કથા ઉપનિષદમાં આવેલી છે. ગુરૂ વચન પર સંપૂર્ણ શ્રદ્ધા, વેદવાકયો પર શ્રદ્ધા, શ્રુતિ, સ્મૃતિ પર શ્રદ્ધા. વનમાં જઇ ગોસેવા કરી એ ગુરૂએ બતાવેલ સત્યકામનું તપ હતું.

૧) વાયુદેવે જેનાં શરીરમાં સંચાર કરેલા એક ઋષભ દ્વારા, ૨) આચાર્યના ઘરના અગ્નિદેવ દ્વારા, ૩) સૂર્યદેવરૂપી હંસ દ્વારા અને ૪) પ્રાણરૂપી મદ્ગુ નામના જળચર પ્રાણી દ્વારા અનુક્રમે બ્રહ્મના ચતુષ્પાદની ચાર ચાર કળાનો ઉપદેશ સત્યકામે સાંભળ્યો.

---

* આ લેખ સંવત્ ૧૯૯૫ ના 'ગુજરાતી'ના બુકસાઇઝ પંચાંગમાં પ્રથમ છપાયો.

(૪)

# ઉપકોસલ અને સત્યકામ જાબાલ

## અગ્નિવિદ્યા = આત્મવિદ્યા



## સત્યકામ જાબાલ (ગુરુ) અને ઉપકોસલ (શિષ્ય)

(૧)

### ગુરુને ઘેર ઉપકોસલ

કમળના પુત્ર ઉપકોસલે સત્યકામ જાબાલની પાસે જઇ તેમના શિષ્ય થઇ વિદ્યાભ્યાસ અર્થે રહેવા માંડયું. તેણે પૂરા બાર વર્ષ સુધી ગુરુના ત્રણ અગ્નિઓની સેવા કરી. બાર વરસે ગુરુએ આપણા બીજા શિષ્યો બ્રહ્મચારીઓનું સમાવર્તન (વેદાધ્યયન પૂર્ણ કરવાનો સંસ્કાર) કરી તેઓને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા આપી, પરંતુ ઉપકોસલને રજા આપી નહીં.

ઉપકોસલના મનમાં તેથી કાંઇક વિષાદ થયો. તે જોઇને ગુરુપત્ની માતુશ્રીનાં મનમાં દયા ઉપજી. તેમણે સ્વામીને કહ્યું: 'આ બ્રહ્મચારી વિદ્યાર્થીએ બ્રહ્મચર્યના નિયમોનું પાલન કર્યું છે અને શ્રદ્ધાપૂર્વક વિદ્યાધ્યયન કર્યું છે અને આપના અગ્નિઓની ઘણી સારી રીતે સેવા પણ કરી છે, એટલા માટે તેનો સમાવર્તન સંસ્કાર કરી તેની કામના પૂર્ણ કરો; નહીં તો પેલા અગ્નિઓ આપની નિંદા કરશે, આપણને ઠપકો આપશે.'

ગુરુ સત્યકામે પત્નીની આ વાત સાંભળી ન સાંભળી કરી અને પોતે તેને કાંઇ પણ કહ્યા કર્યા વગર યાત્રા કરવાને ઘેરથી નીકળી ગયા. अप्रोच्य प्रवासांचक्रे।

ઉપકોસલને આથી બહુ દુ:ખ થયું. તે માનસિક વ્યાધિઓથી દુ:ખી થઇ ગયો અને અન્નત્યાગ કરીને અનશન (ઉપવાસ) વ્રત કરવા લાગ્યો.

સ્નેહમયી માતુશ્રીતુલ્ય ગુરુપત્નીએ કહ્યું: 'હે બ્રહ્મચારી! તું ભોજન કર. તું શા માટે ભોજન કરતો નથી?'

તેણે કહ્યું: 'મારા મનમાં ઘણી કામનાઓ (ઇચ્છાઓ) છે. હું અનેક પ્રકારનાં માનસિક દુઃખોથી ઘેરાયલો છું, તેથી હું કાંઇ પણ ખાઇ શકું નહીં.' बहव: इमे अस्मिन् पुरुषे नानात्यया: कामा: व्याधिभि: प्रतिपूर्ण: अस्मि.

ગુરુપત્ની ચુપ થઇ ગયાં.

## (૨)

## અગ્નિઓનો ઉપદેશ

અગ્નિઓએ માંહોમાંહે ભેગા થઇ વિચાર કર્યો કે, 'આ તપસ્વી ઉપાસક બ્રહ્મચારી વિદ્યાર્થીએ મન લગાડીને, ખરા મનથી અમારી ઘણી સેવા કરી છે, તેથી તેની કામનાઓ અમે પૂર્ણ કરશું.' આમ વિચાર કરીને અગ્નિઓએ તેને અલગ અલગ બ્રહ્મવિદ્યાનો યથોચિત ટુંકમાં નીચે પ્રમાણે ઉપદેશ કર્યો.

અગ્નિઓએ ઉપકોસલને કહ્યું: प्राणो ब्रह्म, कं ब्रह्म, खं ब्रह्म; પ્રાણ બ્રહ્મ છે, ક (સુખ) બ્રહ્મ છે અને ખ (હૃદય–આકાશ) બ્રહ્મ છે.

ઉપકોસલે કહ્યું: હું પ્રાણને તો બ્રહ્મરૂપ જાણું છું, પણ આ ક બ્રહ્મ અને ખ બ્રહ્મ શું?

અગ્નિઓએ જવાબ આપ્યો: 'ખરેખર 'ક' છે તેજ 'ખ' રૂપ છે અને જે 'ખ' છે તેજ 'ક' રૂપ છે. (ક=આનંદ. ખ=અંતરિક્ષ. ક=k. ખ=kh. 'ખ'માં 'ક'નો સમાવેશ છે તેમ. 'ખ' અક્ષરવડે કહેવાયલું અંતરિક્ષ તેજ 'ક' અક્ષરવડે દર્શાવાયેલ આનંદ છે.) ખરેખરૂં જોતાં તેઓ તેને પ્રાણ તથા અંતરિક્ષ વિશે સમજાવવા લાગ્યા. (અંતરિક્ષ હૃદય વિશે રહેલો આનંદ લેવો અને આનંદના આશ્રયરૂપ અંતરિક્ષ લેવું.)

(૧) ગાર્હપત્યાગ્નિએ કહ્યું: 'પૃથ્વી, અગ્નિ, અન્ન અને સૂર્ય મારાં શરીરો છે. સૂર્યમાં જે પુરુષ દેખાય છે તે હું છું. મારી આ પ્રમાણે

ઉપાસના–સેવા કરે છે તેને હું અપાપી કરું છું ને અગ્નિલોક, લાંબું આયુષ્ય, અને પરોપકારી જીવન આપું છું તથા તેનો વંશવેલો ચાલુ રાખું છું. તેનું આ લોક પર લોકમાં હું રક્ષણ કરું છું.'

(૨) અન્વાહાર્યપચન (દક્ષિણ) અગ્નિએ કહ્યું: 'જળ, ૧૦ દિશાઓ, ૨૭ નક્ષત્રો, અને ચંદ્રમા મારા દેહો છે. ચંદ્રમાનો અભિમાની દેવ હું છું. મારા ઉપાસકને હું નિષ્પાપ બનાવી અગ્નિલોકને વિશે રાખું છું. તેને આયુષ્ય, પરોપકારવૃત્તિ અને સંતતિ આપું છું.'

(૩) આહવનીય અગ્નિએ કહ્યું: 'પ્રાણ, આકાશ, સ્વર્ગ તથા વિદ્યુત્ મારાં શરીરો છે. વિદ્યુતનો અભિમાની દેવ હું છું. મારા ઉપાસકને પુણ્યવાન, દીર્ઘાયુષી, પરોપકારી અને લાંબા વંશવાળો બનાવું છું. તેનું ઇહપરલોકમાં હું રક્ષણ કરું છું.

ગાર્હપત્ય અગ્નિ–પૃથ્વી, અગ્નિ, અન્ન અને આદિત્ય.
દક્ષિણાગ્નિઃ–જળ, દિશા, નક્ષત્રો અને ચંદ્રમા.
આહવનીય અગ્નિ–પ્રાણ, આકાશ, સ્વર્ગ અને વિદ્યુત્.

(આ પ્રમાણે ગાર્હપત્ય અગ્નિ વિદ્યા, દક્ષિણ અગ્નિ વિદ્યા, અને આહવનીય અગ્નિ વિદ્યાઓ વિશે અગ્નિઓએ પોતપોતાના સ્વરૂપ પૂરતી સમજણ આપી.)

ઉપદેશને છેડે ત્રણે અગ્નિઓએ ભેગા મળીને તેને કહ્યું કે: 'હે સૌમ્ય ઉપકોસલ! તને અમે અગ્નિ તથા અમારા યથાર્થ સ્વરૂપની સમજણ ઉપદેશ દ્વારા આપી છે. હવે તારા આચાર્ય (ગુરુ સત્યકામ જાબાલ) યાત્રાથી પાછા આવીને આ અગ્નિવિદ્યાના ફળનો તને ઉપદેશ કરશે. आचार्यः ते गतिं वक्ता.

## (૩)

## બ્રહ્મનો ઉપદેશ

કેટલાક દિવસો પછી ગુરુ યાત્રા કરી પાછા ફર્યા. તેમણે શિષ્યને બૂમ મારી કે: 'ઉપકોસલ!'

તેણે કહ્યું: 'ભગવન્!'

અગ્નિઓના ઉપદેશથી ઉપકોસલનું મુખ બ્રહ્મતેજથી દેદીપ્યમાન થઇ રહ્યું હતું. તેની સર્વ ઇન્દ્રિયો સાત્વિક પ્રકાશને પામી હતી. તે જોઇને આચાર્યે હર્ષમાં આવીને પૂછ્યું: 'બેટા ઉપકોસલ! તારૂં મુખ બ્રહ્મજ્ઞાનીઓની માફક ચમકારા મારી રહ્યું છે. બતાવ તો ખરો, તને કોણે બ્રહ્મનો ઉપદેશ કર્યો?' ब्रह्मविद: इव सोम्य! ते मुखं भाति, को नु त्वानुशशास ?

કોઇ મનુષ્યદ્વારા ઉપકોસલને ઉપદેશ નહોતો મળ્યો, તેથી તેણે સ્પષ્ટ કાંઇ ન કહેતાં સાંકેતિક ભાષામાં કહ્યું: 'ભગવન્! આપના સિવાય મને કોણ બીજો ઉપદેશ કરે? આ અગ્નિઓ પહેલાં જાણે કાંઇ જુદા જ પ્રકારના હતા અને હમણાં આપને જોઇને જાણે કે ડરતા રહ્યા હોય, તેમ જણાય છે.'

સંકેતનો અર્થ સમજીને આચાર્યે કહ્યું: 'વત્સ! અગ્નિઓએ તને શો ઉપદેશ કર્યો?'

ઉપકોસલે અગ્નિઓ દ્વારા ઉપર જણાવેલો જે કાંઇ ઉપદેશ પ્રાપ્ત કર્યો હતો, તે સર્વ કહી સંભળાવ્યો.

તે સાંભળીને ગુરુ બોલ્યા: 'વત્સ! આ અગ્નિઓએ તો તને લોક સંબંધી જ ઉપદેશ કર્યો છે, પણ હું તને તે પૂર્ણ બ્રહ્મનો ઉપદેશ કરીશ, अहं तु ते तद्वक्ष्यामि. જેનો સાક્ષાત્કાર થયા પછી, જેમ કમળનાં પાંદડાં પર જળનો સ્પર્શ થતો નથી તે જ પ્રમાણે, यथा पुष्करपलाश आपः न श्लिष्यन्ते, एवं एवंविदि पापं कर्म न श्लिष्यते. તારા પર પાપનો સ્પર્શ થઇ શકશે નહીં.'

શિષ્યે કહ્યું: 'ભગવન્! આપ તે ઉપદેશ કરો.' ब्रवीतु मे भगवन्!

આચાર્ય સત્યકામ જાબાલે કમળના પુત્ર ઉપકોસલને નીચે પ્રમાણે બ્રહ્મનો રહસ્યમય સંપૂર્ણ ઉપદેશ કર્યો.

ગુરુ સત્યકામ જાબાલે કહ્યું: 'જમણી આંખ વિશે જે પુરુષ દેખાય છે अक्षिणि पुरुषः दृश्यते તે ખરેખર આત્મરૂપ છે, તે અમૃતરૂપ, અભયરૂપ, તથા બ્રહ્મરૂપ છે. બ્રહ્મજ્ઞાનીઓ તે પુરુષને 'સંયમદ્વામ' કહે છે, તે 'વામની' રૂપ છે, તે 'ભામની' છે. આ જ્ઞાન જેને થાય છે તે મરણ પછી અર્ચિના સ્થાને, અહરના સ્થાને, પક્ષમાણના સ્થાને, ષણ્ માસના ઉત્તર તરફના સ્થાને, સંવત્સરના સ્થાને ઉત્તરોત્તર પામે છે. સૂર્ય ભગવાનને પ્રાપ્ત થયા પછી તે ચંદ્રલોક અને વિદ્યુત્ લોકને પ્રાપ્ત થાય છે, છેવટે તે અમાનવ પુરુષને तत् पुरुषः अमानवः દેવો બ્રહ્મને પહોંચાડે છે.

આ માર્ગને દેવપથ અથવા બ્રહ્મપથ કહેવામાં આવે છે. ત્યાં જનારને ફરી જન્મ મરણ હોતાં નથી.

આ પ્રમાણે અગ્નિવિદ્યા, આત્મવિદ્યા, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યા પછી ઉપકોસલનો સમાવર્તન સંસ્કાર કરીને સત્યકામે તેને ઘેર જવાની રજા આપી.*

(છાંદોગ્ય ઉપનિષદ્‌ના ચતુર્થ પ્રપાઠકઃ ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪ અને ૧૫ ખંડના આધારે.)

**સારઃ** ગુરૂ સત્યકામના પ્રવાસમાં ચાલ્યા જવા પછી શિષ્ય ઉપકોસલે માનસિક દુઃખને લીધે **અન્ન વર્જ્ય** કર્યું, તે તેના બ્રહ્મચર્યનું **તપ** હતું અને **અગ્નિસેવા તે ઉપાસના** હતી. ત્રણ **અગ્નિએ** પ્રાણ, સુખ અને આકાશ પ્રત્યેક બ્રહ્મ છે એવો ઉપદેશ આપ્યો. ત્રણ અગ્નિઓએ પોતાના સ્વરૂપની પણ સમજણ આપી. અગ્નિવિદ્યા અને આત્મવિદ્યા તેમણે કહી. આગળની બ્રહ્મવિદ્યા તો તારા ગુરૂ જ સત્યકામ જાબાલી જ તને શિખવશે, એમ કહ્યું. અગ્નિઓ પાસે જ્ઞાન મળ્યા પછી ઉપકોસલ ગુરૂજ્ઞાન લેવાને લાયક બન્યો હતો. આ અગ્નિઓ શિષ્યને ઉપદેશ આપશે તે ગુરૂ પોતે પ્રથમથી જ જાણતા હતા તેથી ગુરૂ ગુરૂપત્નીની ભલામણ સાંભળ્યા વિના જ પ્રવાસમાં ચાલ્યા ગયા હતા. **તપ અને ગુરૂ પર શ્રદ્ધા માટે આ ઉપકોસલની** કથા ઉપનિષદમાં આવેલી છે.

---

* આ લેખ સંવત્ ૧૯૯૭ ના 'ગુજરાતી'ના બુકસાઇઝ પંચાંગમાં પ્રથમ છપાયો.

( ૫ )

# અશ્વપતિરાજા અને છ ઋષિશિષ્યો

## વૈશ્વાનર વિદ્યા = બ્રહ્મવિદ્યા

( ૧ )

### ખરો વિદ્યાર્થી ભાવ

(૧) ઉપમન્યુના પુત્ર પ્રાચીનશાલ, (૨) પુલુષના પુત્ર સત્યયજ્ઞ, (૩) ભલ્લવના પુત્ર ઇન્દ્રદ્યુમ્ન, (૪) શર્કરાક્ષના પુત્ર જન અને (૫) અશ્વતરાશ્વિના પુત્ર બુડિલ એ પાંચે મહાશાલ (અર્થાત્ જેની શાળામાં અસંખ્ય વિદ્યાર્થી ભણતા હોય એવી મહાન્ શાળાઓવાળા), મહાન્ શ્રોત્રિય અને વેદનું પઠન પાઠન કરવાવાળા એ પાંચે ઋષિઓ હતા. એક દિવસ તેઓ એકત્ર થઇને 'વાસ્તવિક આત્મા શુ છે અને બ્રહ્મ શું છે? को न आत्मा, किं ब्रह्म ?' તે વિષયપર વિચાર કરવા લાગ્યા, પણ જ્યારે તેઓ પોતે કોઇ નિર્ણયપર ન આવ્યા, ત્યારે કોઇ બીજા બ્રહ્મવેત્તા વિદ્વાન્ પાસે જઇને તેને પૂછવાનો તેમણે નિશ્ચય કર્યો. તેઓ અંદર અંદર કહેવા લાગ્યા કે, 'વર્તમાન–સમયે અરુણના પુત્ર ઉદ્દાલક આત્મરૂપ વૈશ્વાનર आत्मानं वैश्वानरं વિદ્યાને ઘણી સારી રીતે જાણે છે. જો બધાની ઇચ્છા હોય તો આપણે તેની પાસે જવું જોઇએ.'

બધાની મરજી એક થઇ ગઇ અને તેઓ ઉદ્દાલકની પાસે ગયા.

ઉદ્દાલકે તેઓને દૂરથી આવતા જોઇને જ તેમના આગમનનું પ્રયોજન જાણી લીધું અને તે વિચાર કરવા લાગ્યા કે, 'આ મહાશાલ અને મહાન્ શ્રોત્રિયો આવતાં જ મને પૂછશે અને હું તો તેમના પ્રશ્નોનું પૂર્ણ સમાધાન કરી શકીશ નહીં. તેથી ઉત્તમ તો એ જ છે કે, હું તેમને કોઇ બીજા યોગ્ય પુરુષનું નામ બતલાવી દઉં.'

એ પ્રમાણે વિચાર કરીને ઉદ્દાલકે તેઓને કહ્યું: 'હે ભગવન્તો ! હું જાણું છું કે, આપ મહાશયો મને આત્માની બાબતમાં કાંઇ પૂછવા પધાર્યા છો, પરંતુ આ સમયે કેકયના પુત્ર પ્રસિદ્ધ ક્ષત્રિય રાજા અશ્વપતિ આ આત્મરૂપ વૈશ્વાનરની વિદ્યા ઘણી સારી રીતે જાણે છે. જો આપ સર્વેની અનુમતિ હોય, તો આપણે સર્વે તેની પાસે જઇએ.'

સર્વની સંમતિથી તેઓ બધા (છએ ઋષિઓ) રાજા અશ્વપતિની પાસે ગયા.

## (૨)

## વિદ્યાર્થીઓની કસોટી

અશ્વપતિએ પેલા છએ ઋષિઓ–અતિથિઓનો પોતાના સેવકો દ્વારા અલગ અલગ ઘણી સારી રીતે પૂજનપૂર્વક સત્કાર કરાવ્યો અને બીજે દિવસે વહેલી સવારે સૂર્ય ઉઠયા કે તરત જ વહેલી સવારે અશ્વપતિ રાજા ઋષિઓ પાસે ગયા અને ઘણું ધન તેમની સામે રાખી વિનયભાવથી તે ગ્રહણ કરવાની તેમણે પ્રાર્થના કરવા માંડી. પરંતુ ઋષિઓ તો ધનની ઇચ્છાથી તેને ત્યાં નહોતા ગયા, તેથી તેઓએ તો પેલા ધનનો સ્પર્શ પણ નહીં કર્યો અને ચુપચાપ, મુંગા મુંગા બેસી રહ્યા.

અશ્વપતિ રાજા વિચારમાં પડી ગયા કે, 'શું આ ઋષિઓ મને અધર્મી અથવા દુરાચારી સમજે છે? અને તેથી તેઓ મારા ધનને (દોષિત–દોષવાળું સમજીને) લેતા નથી?' આમ વિચાર કરી રાજા તેઓને કહેવા લાગ્યા કે,

न मे स्तेनो जनपदे, न कदर्यो, न मद्यपः।
नानाहिताग्निर्नाविद्वान्, न स्वैरी, स्वैरिणी कुतः ? ॥

'હે મુનિઓ ! મારા રાજ્યમાં કોઇ ચોર નથી, (કારણ કે કોઇની પાસે કોઇ વસ્તુનો અભાવ નથી,) મારા દેશમાં એવો કોઇ ધનવાન્ નથી કે જે કંજુસ હોય અને જે યથાયોગ્ય દાન ન કરતો હોય. ન તો મારા

દેશમાં કોઇ શરાબ—દારૂતાડી પીતો હોય, ન કોઇ એવો બ્રાહ્મણ હોય કે જે અગ્નિહોત્ર કર્મ ન કરતો હોય, ન કોઇ એવી વ્યક્તિ પણ હોય કે જે વિદ્વાન્ ન હોય. તેમ જ કોઇ વ્યભિચારી પુરૂષ પણ મારા દેશમાં નથી. જ્યારે પુરુષ પણ વ્યભિચારી નહીં હોય તો પછી સ્ત્રી તો વ્યભિચારિણી હોય જ ક્યાંથી? એટલે કે મારૂં આ આપને આપવા લાવેલું ધન શુદ્ધ છે, તો પછી આપ તે શા માટે લેતા નથી?*'

મુનિઓએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. ત્યારે રાજા ફરી વિચાર કરવા લાગ્યા કે, નક્કી આ ધન તેમને થોડું પડતું હોવું જોઇએ અને તેથી મુનિ લેતા નહીં હોય. તેથી તે રાજા તેમને ફરીથી કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! હું એક યજ્ઞનો આરંભ કરવા ઇચ્છું છું. તે યજ્ઞમાં હું એક એક ઋત્વિજને જેટલું ધન આપીશ, તેટલું જ તમારામાંના પ્રત્યેકને પણ આપીશ. આપ મારે ત્યાં રહો અને મારો યજ્ઞ જુવો.'

રાજાની આ વાત સાંભળીને તેઓએ કહ્યું કે, 'હે રાજન્! મનુષ્ય જે પ્રયોજનથી જેની પાસે જાય છે, તેનું તે જ પ્રયોજન (મનોરથ) પૂરું કરવું જોઇએ. येन ह एव अर्थेन पुरुषः चरेत्, तं ह एव वदेत. અમો આત્મરૂપ વૈશ્વાનરનું જ્ઞાન મેળવવાની ઇચ્છાથી આપની પાસે આવ્યા છીએ. आत्मानं एव इमं वैश्वानरं संप्रति अध्येषि. કારણ કે, હાલના સમયમાં તમો જ ફક્ત તે જ્ઞાનની પૂરી સમજ ધરાવો છો, સર્વ રીતે જાણો છો, તેથી આપ અમને તે વિદ્યા સમજાવો. तमेव नो ब्रूहि. અમને તમારૂં ધન નથી જોઈતું.'†

રાજાએ તેમને કહ્યું: 'હે મુનિઓ! આવતી કાલે વહેલી સવારે તમે પૂછેલા પ્રશ્નનો ઉત્તર હું આપને આપીશ.'

---

* રાજાઓએ આ આદર્શ પર વિચાર કરવો જોઇએ અને તે અનુસાર આપના રાજ્યના એકેએક પૈસાને શુદ્ધ બનાવવો જોઇએ.

† આજ પ્રમાણે જિજ્ઞાસુ સાધકે કોઇ પણ પ્રકારના પ્રલોભનોમાં ન ફસાઇને પોતાના લક્ષ્ય ધ્યેય પર દૃઢ રહેવું જોઈએ. દા. ત. વાંચો નચિકેતાનો યમ સાથેનો સંવાદ.

## ( ૩ )

## ગુરુ અને શિષ્યનો વિવેક

જ્ઞાનની પ્રાપ્તિને માટે અભિમાનનો ત્યાગ કરવો અત્યંત જરૂરનો છે. કેવળ મોંઢે માગવાથી જ્ઞાન નથી મળતું. તે તો અધિકારીઓને જ મળે છે.

રાજાના જવાબથી મુનિઓ આ વાત સમજી ગયા અને બીજે દિવસે અભિમાન છોડીને, સેવાવૃત્તિનો, નમ્રપણાનો ખ્યાલ આપવાવાળા સમિધને હાથમાં લઇને समित्पाणयः એ પહોર કરતાં પહેલાં વિનયભાવથી શિષ્યભાવે સર્વ વિદ્યાર્થી ઋષિઓ રાજાની પાસે પહોંચી ગયા અને જેવા ગયા કે તરત જ તેનાં ચરણોમાં પ્રણામ કરવા લાગ્યા.

ક્ષત્રિય રાજાએ તેમને-બ્રાહ્મણોને ચરણોમાં પ્રણામ નહીં કરવા દીધા, કારણ કે એક તો ઋષિઓ બ્રાહ્મણ હતા અને બીજું કારણ એ હતું કે પોતે ક્ષત્રિય હતા. સદ્‌ગુરુ માન-મોટાઇ કે પૂજાની ઇચ્છા રાખનાર નથી હોતા.

ત્યાર પછી રાજાએ તેમને ગુરુ તરીકે નહીં, કિંતુ દાતાની રીતથી વૈશ્વાનરરૂપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો.

## વૈશ્વાનર વિદ્યા

અશ્વપતિ રાજાએ છએ છ ઋષિઓનાં છ પ્રશ્નોના જવાબ આપ્યા તેનો સાર નીચે પ્રમાણે છે:-

(૧) જે દિવ અથવા સ્વર્ગરૂપી આત્માની તમે ઉપાસના કરો છો. તે આત્મા સુતેજા અથવા કીર્તિ રૂપ છે. सुतेजा आत्मा वैश्वानरः। આ આત્માનું શીર્ષ ખરેખર સ્વર્ગ છે. આ રીતે ઉપાસના કરનારનું મસ્તક સલામત રહે છે, મસ્તકના રોગો થતા નથી.

(૨) જે સૂર્ય ભગવાનની આત્મરૂપે ઉપાસના કરો છો તે આત્મા બ્રહ્મના વિશ્વરૂપ-સર્વત્ર વ્યાપકરૂપે છે. विश्वरूप आत्मा वैश्वानरः। સૂર્ય

ભગવાન્-તે પરબ્રહ્મ પરમાત્માના ચક્ષુરૂપ છે. આ રીતે ઉપાસના કરનાર કદિ અંધ થતો નથી.

(૩) જે **વાયુની** આત્મરૂપે ઉપાસના કરો છો તે પરબ્રહ્મ પરમાત્મા પૃથક્ વર્ત્મરૂપે અર્થાત્ ભિન્ન ભિન્ન માર્ગરૂપે છે. पृथग्वर्त्मात्मा वैश्वानरः । વાયુ પરબ્રહ્મના પ્રાણરૂપ છે. આ રીતે ઉપાસના કરનારના પ્રાણ અકાળે નીકળી જતા નથી. તે દીર્ઘાયુષી થાય છે.

(૪) જે **આકાશની** આત્મરૂપે ઉપાસના કરો છો તે આત્મા પરબ્રહ્મના બહુલરૂપે-ઘણા સ્વરૂપે છે. बहुल आत्मा वैश्वानरः । આકાશ તે વૈશ્વાનરના મધ્ય ભાગરૂપ (કમ્મર) છે. આ ઉપાસકનું શરીર હૃષ્ટપુષ્ટ સારૂ રહે છે, સુકાઇ જતું નથી.

(૫) જે **જળની** આત્મરૂપે તમે ઉપાસના કરો છો તે વૈશ્વાનર આત્મા ધનરૂપે છે. જળ બ્રહ્મના મૂત્રાશયરૂપ (બસ્તિ) છે. रयिः आत्मा वैश्वानरः । આ ઉપાસક મૂત્રાશયના કોઇ પણ રોગથી પીડાતો નથી. તેનો મૂત્રાશય (kidney troubles) નાશ થતો નથી.

(૬) જે **પૃથ્વીની** આત્મરૂપે ઉપાસના કરો છો તે વિશ્વાત્માના પ્રતિષ્ઠારૂપ અર્થાત્ પાદરૂપ છે. પૃથિવી તે વૈશ્વાનર આત્માના પાદરૂપ છે. प्रतिष्ठा आत्मा वैश्वानरः । આ ઉપાસકોના પગો હંમેશા બળવાન રહે છે.

છેવટે છએ ઋષિઓને ઉદ્દેશીને અશ્વપતિ રાજાએ ઉપસંહાર કરતાં કહ્યું કે, તમો આ રીતે વિશ્વાત્માને પૃથક્ પૃથક્રૂપે તો જાણો જ છો, તેને હવે એકત્રરૂપે વિરાટ્રૂપે પણ જાણો. पृथक् इव इमं आत्मानं वैश्वानरं विद्वांसः, अन्नं अत्थ, यः तु एतं एवं प्रादेशमात्रं अभिविमानं आत्मानं वैश्वानरं उपास्ते । આ સર્વત્ર વ્યાપક પરમાત્માનું (૧) સ્વર્ગ મસ્તકરૂપે છે, (૨) આદિત્ય ચક્ષુરૂપે છે. (૩) વાયુ પ્રાણરૂપે છે, (૪) આકાશ ઉદરરૂપે છે, (૫) જળ બસ્તિરૂપે છે, અને (૬) પૃથિવી પાદરૂપે છે.* આ રીતે તમે એકત્રરૂપે વૈશ્વાનરની ઉપાસના કરો.

---

* માંડુક્ય ઉપનિષદમાં પહેલા આગમ પ્રકરણમાં મંત્ર ૩ જામાં સાતમા દેવતા ( આહવનીય ) અગ્નિ બતાવેલ છે અને તે અગ્નિ વિરાટ્ આત્માના મુખરૂપ છે.

સર્વવ્યાપક પરમાત્મા મેળવવા માટે આ અંગરૂપ વિદ્યાથી આગળ વધવાની જરૂર છે. વૈશ્વાનર વાસ્તવિક રીતે એક છે અને આ છએ છ તેનાં અંગ છે. દરેક છૂટાં છૂટાં અંગો પરબ્રહ્મના એક અંગમાત્ર છે, પણ ખરું પરબ્રહ્મ તેનાથી આગળનું છે. અંગમાત્ર પરબ્રહ્મનો ભાગ છે. સર્વ મળી પરબ્રહ્મ થાય છે. અંગોપાસનાથી આગળ વધી વિરાટ્ ઉપાસના તે જ પરબ્રહ્મ ઉપાસના.

સાત અંગ { સ્વર્ગ, સૂર્ય, વાયુ, આકાશ, ઉદક, પૃથિવી, આહવનીય }
{ મસ્તક, ચક્ષુ, પ્રાણ, કમ્મર, બસ્તિ, પાદ, (અગ્નિ) મુખ }

## પૃથક્ આત્મા

| | સ્વરૂપ | વિશિષ્ટ નામો | વિરાટનાં અંગો | |
|---|---|---|---|---|
| ૧. | દિવ (સ્વર્ગ) | સુતેજા (સુત, પ્રસુત) | મૂર્ધા (મસ્તક) | પડી જતે |
| ૨. | આદિત્ય (સૂર્ય) | વિશ્વ (બહુ) રૂપ | ચક્ષુ (આંખો) | ફૂટી જતે |
| ૩. | વાયુ (પવન) | પૃથગ્વર્ત્મા | પ્રાણ | નીકળી જતે |
| ૪. | આકાશ | બહુલ | કમ્મર | ભાંગી જતે |
| ૫. | જળ | રયિ ધન, ધાન્ય | મૂત્રાશય (kidney) | બગડી જતે |
| ૬. | પૃથિવી | પ્રતિષ્ઠા | બે પગો | અટકી જતે |

## સર્વત્ર સર્વવ્યાપક પરમાત્મા(પરબ્રહ્મનું)નું સ્વરૂપ

| | | |
|---|---|---|
| સ્વર્ગ | પરબ્રહ્મના, પરમાત્માના, ભગવાનના | મસ્તકરૂપે છે. |
| આદિત્ય | ,, | ચક્ષુરૂપે છે. |
| વાયુ | ,, | પ્રાણરૂપે છે. |
| આકાશ | ,, | ઉદરરૂપે છે. |
| જળ | ,, | બસ્તિરૂપે છે. |
| પૃથિવી | ,, | પાદરૂપે છે. |
| આહવનીય અગ્નિ | ,, | મુખરૂપે છે. |
| વેદી | ,, | વક્ષરૂપે છે. |
| બર્હિ | ,, | (છાતીના) કેશરૂપે છે. |
| ગાર્હપત્યાગ્નિ | ,, | અંતઃકરણરૂપે છે. |
| અન્વાહાર્યપચન અગ્નિ | ,, | મનરૂપે છે. |

વૈશ્વાનર=વિશ્વમાં રહેલ મનુષ્યના દુર્ગુણ તથા સદ્‌ગુણના પ્રમા
સુખ કે દુઃખ નિયમ પ્રમાણે જે આપે છે અથવા જે વિશ્વસૃષ્ટિ
નરના આત્મરૂપ છે, અથવા મનુષ્ય જેને આત્મરૂપ માને છે તે.*

સાધારણ રીતે વૈશ્વાનરનો અર્થ અગ્નિ થાય છે, તે અત્રે લેવાનો
વૈશ્વાનર એટલે જઠરાગ્નિ પણ કહેવાય છે, જે ખાધેલું પચાવે છે તે.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः। प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्वि

(છાંદોગ્ય ઉપનિષદ્, પાંચમો પ્રપાઠક; ૧૧ થી ૧૮ ખ
વૈશ્વાનર વિદ્યાની પૂરી માહિતી માટે આગળના ૧૯-૨૦-૨૧-૨૨
અને ૨૪ ખંડો જુઓ.†

**સાર:** અશ્વપતિ રાજા ક્ષત્રિય હતા અને તેમની પાસે તે સમયે આત્માના જ્ઞાનની વિદ્યા હતી. બ્રાહ્મણો ક્ષત્રિય રાજા પાસે તે આત્મજ્ઞાન શિખવાને ગયા હતા. બ્રાહ્મણોએ ક્ષત્રિયને ગુરૂસ્થાને મૂકવા માંડ્યા પણ ક્ષત્રિય બ્રાહ્મણોને ગુરૂ તરીકે ઉપદેશ આપી શકે નહીં, તે વિવેક ધ્યાનમાં રાખી બ્રાહ્મણોને આત્મજ્ઞ રાજાએ ગુરૂ તરીકે નહીં, પણ દાતા તરીકે આત્મવિદ્યાનું દાન કર્યું. જ્યાં સુધી બ્રાહ્મણો વિદ્યા ગ્રહણ કરવાને લાયક થયા નહીં, વિદ્યા ગ્રહણની પરીક્ષામાંથી ઉત્તીર્ણ થયા નહીં, ત્યાં સુધી અશ્વપતિ રાજાએ તેમને ધન ધાન્યની લાલચ બતાવી. જ્યારે તેઓ નમ્ર થઇ, અધિકારી બન્યા ત્યારે જ છેવટે આત્મજ્ઞાન વિષયક ગુહ્ય વિદ્યા રાજાએ કહી. બ્રાહ્મણો મોટી મોટી દક્ષિણા માટે આવ્યા નહોતા પણ રાજા પાસે રહેલી વૈશ્વાનર વિદ્યા શિખવા આત્મજ્ઞાન માટે આવ્યા હતા.

---

* વૈશ્વાનર=સર્વ નરોના ભોક્તાપણાથી વ્યવસ્થા કરનાર અથવા વૈશ્વ=સઘળારૂપે અને નર=સઘળા ભૂતરૂપે સંજ્ઞા છે જેની એવા પરમાત્મા. વૈશ્વ=સર્વ, અને નર=ભૂતરૂપે, સર્વ ભૂતરૂપે, અથવા નર શબ્દવડે ઓળખાતા સર્વ. અર્થાત્ ચાર પ્રકારના સ્થૂળ દેહના. અધિષ્ઠાતારૂપ, (માંડુક્ય ૩ જો મંત્ર).

† આ લેખ સંવત્ ૧૯૯૭ ના 'ગુજરાતી'ના બુકસાઇઝ પંચાંગમાં પ્રથમ છપાયો.